५७

५३७८ सत्य मेव जयते

# શ્રી જગદંબા ભજનમાળા.

બનાવી તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

એક. સેવક

सर्वं नवलमां तत्व छे एक अंबिका माय



भावथकी आराधिए तो भव सिंधु तराय

सर्व रूपमयी देवी
सर्वं देवि मयं जगत्
अतोहं विश्व रूपां त्वां
नमामि परमेश्वरीम्.

કષ્ટ નિવારણ જગતમાં જનુની જગદંબાય
ભજો ભાવ કરિ સજ્જનો ઇચ્છીત કાર્યો થાય

આવૃત્તિ પહેલી.

સને ૧૮૬૭ના ૨૫માં આક્ટ મુજબ રજીસ્ટર કરાવ્યું છે.
સંવત ૧૯૫૨ સને ૧૮૯૬.

ધી "વિક્ટોરીયા" પ્રેસ. સુરત.

કિંમત. બે આના.

# अर्पण पत्रिका

રાજ્ય માન રાજેશ્રી વડીલ ભાઈ

"હરિનંદભાઈ ભીમાનંદભાઈ શુકલ

મુ. સૂર્યપૂર

"હરિ" કહેતાં "વિષ્ણુ" એ શબ્દ ના મુળાર્થ પ્રમાણે
ઉત્તમોત્તમ પરમ તત્વમય શક્તિરૂપ અંબિકામાં
"નંદ" કહેતાં આનંદ પામનાર હરિનંદ
પાને છો તેમજ વ્યવહાર દ્રષ્ટિએ જોતાં
આચાર, વિચાર, વિવેક, ઈત્યાદિ ને
પારમાર્થિકાદી ઉત્તમ ગુણે કરી, અમ
ઉપર જે વડીલ ભાવ પ્રદર્શિત કરી,
નામ પ્રમાણે અતિ અદ્ભુતાશ્ચ-
ર્યમય નિજોપદેશ કરી, પ્રેમ
દ્રષ્ટિએ દર્શન આપો છો, તો
આપ ઉપદેશે તૈયાર થયેલ
આ લઘુ ગ્રંથ પ્રેમાર્પણે
અર્પણ.

**દોહરો**

અંબા ભક્તિ સનેહે રચી, ભુલચુક માફી આપ;
અંબા સુત હરિનંદને, કરી અર્પણ એ આપ.

લી૦ ચરણરજ

**સેવક**

કર્તા

## શ્રીગણેશાંબિકાભ્યાં નમઃ

### દોહરો

બાળક બુદ્ધી અલ્પથી, રચું છંદ કૃતિસાર;
લાગું ચરણે અંબિકા, શુભ મતિ દો આવાર. ૧
ભાષા શુદ્ધ કર માહેરી, કુ મતિ મુજ નિવાર;
ઇશ્વરી રાખું તાહેરો, એક સદા આધાર. ૨
પશુ પક્ષીની તોલ હું, પ્રાણી છું નિરધાર;
રતી ખોબ કંઇ માહેરી, બેડો ઉતરે પાર. ૩
શોભા મુજ-તુજ હાથ છે, કહું કરી નમસ્કાર;
તનમન લીન થઇ રહ્યું, તુજ સેવા મોઝાર. ૪
મનવાંછિત ફળ દે સદા, શક્તિ જુગદાધાર;
દાસ સર્વનો એમ કહે. ગણુ માત્રા દોષ નિવાર, ૫

### સ્તુતી

અંબામાં વારે ચડો, તુજ વિના કોણ કરે સાહે,
વીઘ્ન આવ્યાં દૂર કરો, હું લાગું તમારે પાએ.
ઝુલ —લાગું હું પાએ, કરો મુજ સાહે,
માત માહારી છે તાહારી ગતી ન્યારી.
રંકની વારેચડો માતા (૨) વાર.
તમે, છો જનુની જુગદાતા (૨) વાર.

ભક્ત સહુ તેરા ગુણગાતા (૨) વાર.
સેવક હમે સુ બુદ્ધિ પાતા (૨) વાર. તેરા નામ.

છંદ ૧

પ્રથમ ગણેશને નમન કરૂં, અષ્ટ સિદ્ધિ કે દાતા;
તેરા ગુણ એક ચિતસે ગાતા, ધુર્જટી સુત ગજાનન રાજે.
સિંહાસનપર સાર મસ્તકપર મુગટ કરે ચમકાર.
ઝુલ—કાને કુંડળ છે સાર, હીરા માણેક ચમકાર
હાથે કલ્લાં સાંકળાં સાર. બાજુબંધ ઝલકે અપરંપાર,
સિદ્ધિ બુદ્ધિ બે નાર, તમારી ચમ્મર ઘોલાતા. તેરા. ૧
ભાળે ચંદનવિશાળ, કુંકુમ અક્ષત જેણીવાર;
પિતાંબર પેહેરી થયા તૈયાર.
ઝુલ—શોભે સિંદુર અંગ, જેનો લાલ છે રંગ;
ઉડે અબીર ખુશબોદાર, ગળામાં શોભે પુષ્પનો હાર.
આજુ બાજુ છડીદાર, ઉભા કહે જય જય અંનદાતા. તેરા. ૨
દક્ષિણ સૂંઢપર દંત બિરાજે, નેંનોમેં કાજળ સાર;
અગર ધૂપ સદા થાય નિરધાર.
ઝુલ—શુભ શાંતીમાં પેહેલા ભક્ત કાજ આવો વેહેલા
તમને સમરૂં વારંવાર, આપ છો કષ્ટ તણા હરનાર
ભક્તજન સહુ ઉમંગથી તેરા દરશનકું આતા. તેરા. ૩.
અદ્‌ભુત રચના ગણેશ તાહારી, લીલાનો નહિં પાર;
સેવક તાહારો કેહે છે વારંવાર'
ઝુલ—કહું તને કર જોડી; હું છું બુદ્ધિ મારી થોડી
તું રદ્ધીનો દાતાર, કુબુદ્ધિ ટાળી જ્ઞાન વધાર,
આવ્યો શરણે સાહેથાઓ તમે ગણેશ જુગદાતા; તેરા. ૪.

## છંદ ૨

અંબા માં તાહારૂં સમરણ સાચું, સમરણથી સુખ આપે છે.
અઘોર પાપ જે કીધાં હોએ તે, સમરણથી તું કાપે છે. ટેક.
કોઇ ભકત અજ્ઞાની આવે, તેને જ્ઞાન પ્રસારે છે.
તારી કળાનો પાર નથી માં, ભકતનિ વારે ધાએ છે.
ભકતો સર્વે હળી મળી તારાં દરશન કરવા આવે છે.
કોઇ નાળીએર, ધીનો, દીવો; હાર ઉમંગથી લાવે છે.
વાંઝિયા જે ફરજનથી રાજી, તેને તું ફરજન આપે છે; અઘોર. ૧.
દેહેરૂં તાહરૂં સુંદર શોભે, શિખરે ત્રિશુળ રાજે છે.
આરતિ સમે ઘંટા ઘડિઆલમાં, ઘનનન; ઘનનન વાજે છે.
શિવજી આવી ડાક વગાડે, નારદ વેણા ગાજે છે.
તેત્રીસ કોટિ દેવ મળી સહુ, રંગ મંડપમાં છાજે છે.
ભકતને જેવી દરશન ઇચ્છા તેવાં તું દરશન આપે છે. અઘોર. ૨.
વાડી તણી છે અદ્ભૂત રચના, ગુલાબ ચંપા બ્હેકે છે.
જાઇ શેવતી બટ મોગરો, આશો પાલવ લ્હેકે છે.
સુંદર સિંહાશન આપ બિરાજે, શિરપર છત્તર છાજે છે.
કાળી ગાંઠી ધરી કંઠે રત્ન જડી, ગજુબંધ બિરાજે છે.
કસબી કોરની સાડી પેહેરી માં, ભકતને દરશન આપે છે. અઘોર. ૩.
ભકત તણી તું આશ પુરેમાં ભકતના શિરપર ગાજે છે.
ભજું ભાવથી અંબામાંને, ધંન દિવસ માહારો આજે છે.
તારા વિના કોણ પાર ઊતારે, તુંહી સારમાં સાર છે.
બાલક જાણી લેજે ઉગારી, તમ તણો આધાર છે.
સેવક કેહે છે સમરણ કરે તેને, આખરે મુકિત આપે છે. અઘોર. ૪.

છંદ ૩

સુરત શેહેર ગુલઝારરે, સુરત શેહેર ગુલઝાર;
બિયાફળિયામાં માત માહેરી.
નામ જિનોકા માત અંબિકા અકળ કળા ન્યારી. ટે.

પ્રથમ હકીગત કહું દેહેરાંની, માજી વરજો ઉર;
ટાળ કબુદ્ધિ આપ સબુદ્ધિ, માહારૂં વધારો સુર.
શિખર દેહેરાંના બે બિરાજે, ઘુમટ સુંદર સાર.
ધજા બિરાજે શિખર ઉપર ફરકે વારંવાર.
નીચે બિરાજે ફરતી અગાશી, સુંદર માજી તાહારી; નામ જિનોકા. ૧
કમાન દેહેરામાં આઠ બિરાજે, એકેક ઘુમટની ચાર;
એકેક કમાનેનકશીવાળા, શોભે કાંગરા બાર.
એકેક કમાને ત્રણ ત્રણ હાંડી ચાર ખુણાંની ચાર;
ચાર કમાન મળીને હાંડી, થઇ જુમલે બાર.
વચમાં એકેક ઝુમર બિરાજે. મધ્ય લીલું બારી; નામ જિનોકા. ૨.
તખ્ત ઉપર બેઠી અંબિકા, સજી સોળે સણગાર.
સિરપર રત્ન મણી છે છતાર, મૂગટ છે ભભકાદાર
નાકે વાળી સુંદર બિરાજે, નેનોમેં કાજળ સાર;
બાંહે બાજુબંધ વેઢ વીટી. પાય ઘુઘરૂ કરે ઘમકાર
સોળે સણગાર ઝળકી રહ્યા છે. રચના ખુબ સારી નામ જિનોકા. ૩.
અંબામાં તાહારી વાડી ભારી, કહું તેનો વિસ્તાર;
જુઇ જાઇ ખીલી રહી કરે, ખુસબો અપરંપાર;
ગુલાબ ગજવેલી સારગલગોટા. શોભે વાડીમાં;

ચંપા ચંબેલી ખીલી રહી, અવર ફુલ અપાર;
માળીએ ઘણી કરી કરાંમત, વાડી બરી સારી; નામ જિનોકા. ૪.
અપરપાર છે માયા તમારી, કેહેતાં ન આવે પાર;
ભક્તજન દ્વારે આવી કરે, જય જયનો પોકાર;
હાથ જોડીને કહું છું માજી, એક તારો આધાર;
સદા માંગું સમરણ તમારૂં, કહું છું વારંવાર;
હાથ જોડીને કેહે છે શેવક, આશ પુરો માહારી; નામ જિનોકા ૫.

છંદ ૪

ઓમાં આરાસુર વાસી, આરાસુર વાસ સારો;
ભક્તને ભવસાગર તારો. આરાસુર વાસી. ટેક.
ઓમાં ભક્ત અજ્ઞાની, અજ્ઞાની બાળ તાહારો;
રંક જાણી કરો નહીં ન્યારો. દયાળી અંબે. (૨)
અંબે કરૂં સમરણ પ્રથમ હું કરૂં તને વંદન,
વિઘ્ન નિવારો, નિવારો કષ્ટ કયારો. ભક્તને ભવ. ૧.
ઓમાં, દૈત્ય બહુ બળિયા, બળિયા હતા ચંડ મુંડ જેહ;
તેને પણ રણમાં રોળ્યા તેહ, કરી યુધ ભારી (૨)
ભારી કીધું તમે જાંહે, દૈત્ય પોકારવા લાગ્યા ત્યાંહે;
થયાં બહુ ઝનુંની, ઝનુની થઇ કહે મારો. ભક્તને ભવ. ૨.
ઓમાં નિશુંભધસી આવ્યો, આવી બાણ વરસાદ વરસાવ્યો;
તોએ ડાવ એનો નહિં ફાવ્યો, આખર થયો પ્રાજે. (૨)
પ્રાજે થયો એવી જાણી શુમ, તુરત તૈઆર થયો છે શુંભ;
રણ આવી ઉભો, ઉભો કહે લાવું આરો. ભક્તને ભવ. ૩

ઓમાં શુંભને દેખી, દેખિ દેવ કરે ત્રાહે ત્રાહે;
જોધને ક્રાપે ભરાણાંમાએ, ત્રિશુળ બાણ લીધાં. (૨)
લઇ રણમાં ધસીયાં જાહે, દેવની કરવા ચાલ્યાં સાહે;
શુંભ કિધો ઠારે, ઠાર કરી લાવી આરો. ભક્તને ભવ. ૪.
ઓમાં દેવ સુખિ કીધા, કીધા કહે આપનો લાભ;
ભક્તો ગાય રાગને ખ્યાલ, તારે આધારે (૨)
આધારે બન્યા આ છંદ સાલ ઓગણીસે એકાવન;
સેવક તાહારો કેહે છે, કેહે છે જ્ઞાન વધારો. ભક્તનેભવ. ૫.

છંદ ૫

અંબા અંબા મુખ જપલો પ્રાણી. આ કાયા તાહારી નથી ખરી;
મિથ્યા હંકાર કરે શું પ્રાણી, એક દીન જાવું છે મરી. ટેક.
જુઠી કાયા જુઠી માયા, જુઠા સબ સંસારે.
અવર નહિં કોઇ તાહારૂં બેલી; અંબા વિના નાહ આધારે.
માત, તાત, તું જાણે તાહારાં; તેતો છે ન્યારે ન્યારે.
પરણી નારી, નવ રહે સંગી, કદી તને નહિં એ તારે.
એક નામ ભજ અંબા માંનું, એહી નામથી જવું તરી. મિથ્યા. ૧.
પૈસાનાં છે સઘળાં સ્નેહી, પૈસા વિણ નહિ આવે પાસ.
જે પૈસાનો હંકાર કરે છે, અંતે અતિ તે થાએ નિરાશ;
માટે જીવતું હંકાર છોડી, એક રાખ અંબાની આશ.
ક્રોધ કુયતી સઘળી તજ તું, ખોટો મોહમદ માયા પાસ;
બાંધી મુઠી લાખનિ કહીએ, તેવી મુઠીએ જજે તરી. મિથ્યા. ૨.
આ દુનીઆમાં સરવે ખોટું, સત્ય વસ્તુ અંબાનું નામ;
એક ચિત્તથી ભજે ભક્ત સહુ, એથિ થાએ સિધ સહુનું કામ;

અંબા વિના બીજો નથિ આરો, એ ।। વિના નથિ સુનો ઠામ-
ગર્વ છાડિ ભજ, અંબા માને, એ અખ્ખર છે મુક્તિ ધામ;
શેવક કહે છે કરજોડી સહુ ભજોને અંબે માત ખરી. મિથ્યા. ૭.

બંદ ૬

શુભ આવ્યો ચૈતર માસ, નવ દીવસ નવ રાત્રી ખાસ;
ભાવિક જનને હુલ્લાસ, આનંદકારી.
ભક્ત દરશન કરવા આવે, પ્રથમ માંને શીશ નમાવે;
ભાવ થકી ગુણ ગાવે, આશા તાહારી, ટેક.
કોઇ ઘીનો દીવો લાવે, કોઈ નાળીએર ચડાવે;
કોઇ કલગીઓ પણ લાવે ઘણા ભાવ કરી.
સહુની અરજી તું સ્વિકારે, તાહારી શોભાનો નહિં પારે;
કહું સણગારનો વિસ્તારે. માતા માહારી.
તુંતો આરાસુરની રાણી, આખા જગતમાં ગવાણી;
કરો સંકટની હાની જગત આધારી. ભક્તો દરશન. ૧.
શોભે સીરપર મુગટ સાર, બાજુ બંધ કરે ચમકાર;
કાંને કુંડળનો છે બાહાર. ઝળકે ભારી.
ટીલડી શોભે અપરંપાર, હીરો ઘણો કરે ચમકાર;
હાથ કંકણ ચુડો સાર. પાંચી ન્યારી.
નાશીકે છે સુંદર વાળી, લટ છુટી નાંગણ કાળી;
તું અંબે દીન દયાળી. દીસે સારી. ભક્ત દરશન.
કોટે શોભે કંચન હાર, કાળીગાંઠી પાટીયાં સાર;
હિરા રત્ન કરે ચમકાર ચીંજપટી સારી.

કમર પટો શોભે સાર, સાડી શોભે બુટાદાર;
પાય ઘુઘરૂ કરે ઘમકાર, બીછુવા ભારી.
બાલે બાલ પોરવ્યાં મોતી, બેઠી ભક્ત તણી રાહ જોતી;
આવ્યાં વીઘન પલમાં ખોતી, તાહારી બલહારી. ભક્ત દરશન. ૩.
મળી જોગણી ચોસેઠ સાર, આવી અંબા માને દ્વાર;
ગરબો ગાવા નિરધાર, સણગાર સજી.
ગરબો ગાએ ચાચર માંહે, સહુને મન હરખ નમાએ;
ગરબો ગાઇ સ્થાનકે જાએ, સરવે દેવી.
ભક્ત કેહે છે વારંવાર, તાહારી લીલાનો નહિં પાર;
મુજને તારો ભવજળ પાર, આશા તાહારી.
શેવક દરશન કરવા આવે, પ્રથમ માંને શીશ નમાવે. ૪.

છંદ ૭

ગવરિ પુત્રને શીશ નામું, ગજ વદન લો જાણી;
બ્રહ્માથી સરસ્વતિ છો વાણી.
શિવજી જતાતા. તપ કરવા, ત્યારે પારવતિ વદે વચન;
ભોળા કંઇ આપો મુજને તંન.
શંકર હસિ મુખ બોલીઆ, તમે ઉમિયા વિચારો મન;
કરોન્તમે શક્તિથી ઉત્પંન.
જમણે અંગથી તૈઆર થયા, નામે ગણપતી લો જાણી; બ્રહ્માથી. ૧
કુંકુંમ સિંદુરને અબીર અરગજા, પુષ્પ અને ચંદન;
મુગટ માંહે શોભી રહ્યાં છે રતન.
જમણિ સુંઢપર દંત બિરાજે, તારાં અણિઆળાં લોચન;

દુંડાળો સહુનો દુઃખ ભજન.
દંડ કમંડળ ફરશી ગ્રહી, લીધા મોદિક વખાણી; બ્રહ્માથી. ૬.
ગિરજાનંદન ગણેશ તુજને, સોંપ્યાં તન મન ધન;
સદા હમપર રેહેજો પરસન.
બ્રહ્મ તનયા તું માતા માહારી, કરૂં તુજને વંદન;
કૃપા કરો મુજપર જાણી દિન.
વિશ્વ વિખ્યાતી ઘટઘટ વ્યાપિક, સમરે સહુ પ્રાણી; બ્રહ્માથી. ૭.
કોટિ કોટિ બ્રહ્માંડની માંહે, કોઇ કરે છે દેહદમન;
પામવા અંબાનાં દરશન.
રટણ કરે છે દેવ સકળ, ભક્તોને છો પરસન;
સેવક તારો કહે આજે ધનધન.
અંબામાંને કહું કર જોડી, આપો શુભ વાણી; બ્રહ્માથી ૮.

છંદ ૮

## સ્તુતી.

સંવત ઓગણીસ પિસ્તાળીસમાં, લાગી મોટી આગ.
નવ કલાક સુધી રહી એણે લીધું સુરતનું નાક.

અરજ સાંભલો માત મારી. (૨) વાર
આગનો છંદ કહું વિસ્તારી. (૨) વાર
છઉં હું તારો આધારી. (૨) વાર
અંબિકા લાજ રાખ મારી. (૨) વાર
સેવકતુજ જાએ વારી વારી. મારી માં.

## રાહ. બરાનપુરી. ગરબાનો.

સંવત ઓગણીપિસ્તાળીસ, ચૈત્ર શુદ છઠને દીસ;
આગે કરી ઘણેરી રીસ, દુઃખ દીધું ભારી.
સુરત મધ્યે લાગી આગ, તાંહાં તો બળે સિસમને સાગ;
એણે લીધો માથે જાગ, કરી કિલકારી. ટેક.
પ્રથમ દિનશાહની દુકાન, તાંહાંથી સળગીએ નિરવાણ;
તેમાં ઘણું કીધું તોફાન. પછી બાહાર આવી.
લીધી કાટપિટિયાની હાર, પછી ગઇ પિઠામો ઝાર.
પીધી મદિરા નિરધાર, થઇ મદમાતી.
મદિરા પીને તાંહાંથી ચાલી, નથી મુકતી કોઇને ખાલી;
હારો હાર લેતી ચાલી, આગ વધી ભારી. સુરત મધ્યે. ૧.
ત્યાંહાંથી આગે મારયો ઠેકડો, લિધો રૂવાળાનો ટેકરો;
ત્યાંહાં તો લોક મળ્યા છે સેંકડો, જોવા આગ માતા.
ત્યાંહાંથી ગોળો જે ઉછળ્યો, જઇ ખુદેલાવાડમાં પડયો;
છાપરા સાથ આથડયો, થઇ ફાટંફાટા.
લોકો હિંમત ગયા હારી, નથી ઊગરવાની બારી;
માલ કરવા માંડયો ખાલી, થયા લાચારી સુરત ૨.
છબિલાનાં ખાધાં બળીયાં, ચોકસીઓના સણગાર સળીઆ;
હરીપરા મધ્યે ઠસીઆં. ત્યાંથી અટકી રહ્યાં.
પડે કંદોઇને ઘણો માર, ત્યાંહાં તો ચીજ ભરી છે સાર;
લાડુ જલેબીનો બાહાર ગેબર ખાજા ગયાં.
દહિંથરાં ફરસિપુરી કળી, સુતરફેણી ઘીમાં તળી;
માંએ આરોગ્યાં છે હરી, મગજ ધારી. સુરત ૩.

આદુ મરચાંને લસણુ, લીંબુ કરી દિધાં ભસમ;
માંએ એવા લિધા કસમ, બજાર નાંખવો ખોળી.
કોહોળું તુરીયાંને ગીલોડાં, કારેલાં વેગણુને ભીડાં
મોગરી કૃણુસીને ટીંડસ ચોળી,
રાજાને પડી છે ટેવ, માંને ખવાડાવી છે સેવ;
અમરા ગાંઠીઆ તમે લેવ, થાપડા સુંવાળી. સુરત ૪.
લીધા કંસારાને ઘેરી, પછી માંએ ધાટડી પેહેરી;
બાકી રાખી દાળિયાસેરી. અહીંથી અટકી રહી.
આવ્યો કાપડીઆનો કાળ, આગે મારી છે ત્યાંહાં ફાળ
તેઓ દે છે ઘણેરો ગાળ, તે ખમી રહી.
લોકોમાંને ઘણા હવન, માંએ પેહેરાં છે ગવન;
જેઓ કેહેવાએ છે યવન તેની મસીદ બાળી. સુરત ૫.
પારસી શેરી નાંખી પટકી, ત્યાંહાંથી વાંચી શેરી છટકી
હિસ્પીતાલ થકી તે અટકી, બાળ્યું દાદા દેહેર.
હવે નથી લાગ તો થાક, ભાણુા વૈદનો ખાધો પાક;
લેવા બેઠી સુરતનું નાક, ધોબી નાકું ઘેરયું.
મસીદ કરી પાએમાલ, આવ્યો સરવેજનનો કાળ;
પાણી પડે છે જેમરાળ, એવુ જોર ભારી. સુરત ૬
બજારમાં ખેલ મચ્યો છે કેવો, માંએ ખાધો લીલો મેવો;
સરહિયો નથી જેવો તેવો કર્પુર આરતી કરી.
બાળી ભાજીવાળીની પોળ, ગોળવાળાનો ખાધો ગોળ;
પાણી આવે છોળમછોળ, તો પણુ ડગતી નથી.

અહીંથી માતા આગળ ચાલ્યાં, જઇને ડબગરવાડે મ્હાલ્યાં;
ડબગરલોકોનાં ઘર ભાળ્યાં કરી પાએ માલી, સુરત ૭
સાંમી સુખડીઆની લેન, તેમાં માએ કીધું ચેહેન;
મઝા આવી છે કેન, બરફી પેડા લીધા.
ગાંધીઓને નાંખ્યા રોળી બદામ પિસ્તાંને ચારોળી;
એળચી સાકર લીધી બોહોળી, જઇને દુધ પીધાં.
ગુલબાનાં ખાધાં છે પાન, ત્યારે માતા થયાં શાંત;
રાતના બારને સમે જાણુ, ગયાં પધારી. સુરત. ૮
આરાસુરી અંબે માત, જનુની જવાળા છો સાક્ષાત;
શાંતી કીધી, આપો આપ, સલખન પુરી
અરજ સાંભળો અંબે માએ, કરજોડીને લાગુ પાએ;
સેવક કેહે છે કરજો શાહે, દુનીઆં તારી. સુરત ૯

## છંદ ૯

જુગ જવાલા માત સકળ વિખ્યાત, તમે સુણો વાત અંબા મારી
કર શિદ્ધ કામ, આવ્યો છું ધામ આપો વિસરામ આશા તહારી
એક તાહારી આશ, રાખો માં પાસ; જાણીને દાસ, રાખો શરણે
જપું હું જાપ, સત્બુદ્ધિ આપ, દુર્મતિ કાપ, લાગુ ચરણે
નાવ ઘટે એમ વિસારો કેમ, રાખોમાં રેહેમ. આવ્યો દ્વારે
કર વિઘ્ન આજ. રાખોમાં લાજ; કર સિધ્ધ કાજ, નહીં કર ન્યારે.

## ગુલ

હું કરૂં તને સવાલ ઓ માતાજી,
મેં ઝાલી તમારીઢાલ ઓ માતાજી;

કર કામ જાણિને બાળ ઓ માતાજી.

હું તારો બાળ, મેં ઝાલી ઢાલ; લેજે સંભાળ માતા માહારી કર ૧

કરી દેવની વાર દૈત્યોને ઠાર મારયા નિરધાર કહું વિસ્તારે

મધુકૈટભ જાણ તેના લીધા પ્રાણ પ્રથમ નિર્વાણ કહું છું સારે

મહિષા સુર સાર જબરો અપાર મારયો નિરધાર પલમાં પારે

તેં કાપ્યું શીશ ચડાવી રીશ દેવતાઓ શીશ નામે ત્યારે

ઝુલ

ચંડમુડના લીધા પ્રાણ, ઓ માતાજી

તે ત્રિલોકમાં છે જાણ ઓ માતાજી

દેવ સહુ કરે વખાણ ઓ માતાજી

રાજ્યો રક્તબીજ ચડી બહુ ખીજ દૈત્યોનું બીજ કાહાડયું બારી કર ૨

નિશુંભનિ ઘાત કરી તેં માત વિસ્તારી વાત કહું છું આજે

શુંભ આવ્યો ધાઇ સૈન્ય લઇ તાંહી નવ ચાલે કાંઇ રણમાં ગાજે,

માજી મુકે બાણ, લે દૈત્યના પ્રાણ; સૈન્ય મારી જાણ, શુંભની સારે.

મારી સૈન્ય સાર, કરિ તારંતાર; તું લાવી પાર, જ્યારે જ્યારે

ઝુલ.

માજીને શુંભ બેહુ લડતા, ઓ માતાજી

એક એક થકી નહિં ડરતા, ઓ માતાજી

બાણની વૃષ્ટી બહુ કરતા, ઓ માતાજી

તું કોપી માત, લિધું ત્રિશુળહાથ; કરી શુંભનિ ઘાત, માતા મારી. ક ૩.

કર સિધ્ધ કામ, આવ્યો છું ધામ; આપો વિશરામ આશા તાહારી ક

મહિષાસુરજાણ, તેના લીધા પ્રાણ; પલમાં નિવાણ, ક્ષણમાં પારે
લિધુ સીતારૂપ, હણ્યો રાવણ ભુપ; બળ કરીને ખુબ, તારમતારે.
વિભીષણનેરાજ, સોંપ્યું છે કાજ; ભક્તની લાજ, રાખી ત્યારે.
પાંડવની વાર, કરી તે સાર; કૌરવનો પાર. લાવી સારે.

ઝુલ.

ક્રોધી દેવ તણી તે વાર, ઓ માતાજી
લાવિ સર્વ દૈત્યનો પાર, ઓ માતાજી
દેવે પુષ્પ વૃષ્ટી કરી ત્યાર, ઓ માતાજી
દેવતાની આશ, પુરી તેં ખાસ; કહે શેવકદાસ, પુરો માહારી. કર ૪.

છંદ ૧૦

અંબા માં નામે, કરો સિધ કામે; હોવે આ ઠામે, ભગ્તોને આજે.
આજે આનંદે, ગાઉં માં છંદે; નમું હું પંડે, રાખોની લાજે. ટેક.
લક્ષ ચોરાશી, આવ્યો હું કાશી; ગર્ભજ વાશી, રહયો હું જ્યારે,
અરજ કરીને, પાય પડીને; ધ્યાન ધરીને, કહ્યું મેં ત્યારે.
જનમ આપો, જપીશું જાપો; તમે માં બાપો, થાઓ હમારે.
દયા ધરોની, દુઃખ હરોની; માફ કરોની, છઉં લાચારે.
નવજ માસે, પુરી છે આસે; જગતમાં વાસે, થયો છે આજે આજે ૧
પાપી જે માયા, લાગી છે છાંયા; બચન ગુમાયા, મેં જે કહાંતાં.
થયો હું મોટો. રમત જોતો; દીવસ ખોતો, ખેલો ખેલાતા.
આઇ જુવાની, બન્યો તોફાની; થયો હરામી, રમત રમતાં.
તેમાંજ ફાવ્યો, હંકાર આવ્યો; કામ જગાવ્યો, પાપ ન ગણતાં

સ્વારથ સીધાં, નાંણું તો લીધાં; પાપ તો કીધાં, અત્યંતમાં જે આજ૩.
નિંદા પારકી, કરી જ્યારકી; ચુગલ ચોરની થઇ સગાઇ.
તેથી સેતાંને, બન્યો પેહલવાને; લુચ્ચામાં નામે, કરૂં બડાઇ.
નામ તમારૂં, લીધું ન સારૂં; લોકોને મારૂં, ભારે લડાઇ.
એકન દામે, આપ્યું બ્રહ્મ કામે; ધરમને કામે, કરૂ અડાઇ
ગઇ જુવાની, તેતો ન જાણી; આઇ પુરાની, જગત છાજે. આજે. ૩
નામ તમારૂં, ત્યારે સંભાર્યું; દૈવત હારયું, જે સમે જ્યારે.
તે તો બડાએ, બાવપડાને; બેડો અડીને; ઉતારો પારે.
પાર ઉતારો, દુઃખ નિવારો; પાપ વિસારો, અંબા માં માહારે.
મારે તો આશ, તમારી ખાસ; આપજો વાસ. ચર્ણ તમારે.
તમારે પાએ, લાગું છું માંએ; સેવક ધાએ, ગરીબ નિવાજે. આજે. ૪

## છંદ ૧૧

સાચુ નામ સમરોરે, અંબાએ તો આરા સુરી.
કઠણ કળજુગમાં રે, જશો ભવ પાર તરી. ટેક.
જુઠી કાયા, જુઠી માયા, જુઠા સબ સંસારે;
માત પિતા છે જુઠાં તાહરાં, જુઠી છે ઘરની નાર.
કુટુંબને કબીલોરે, સાચું તે તો નથી જરી; સાચુ. ૧.
જુઠા હાથી, જુઠા ઘોડા, જુઠા રથને રાણા;
હીરા માણેક જુઠા જાણો, જુઠાં રૂપાનાં નાણાં.
કંચન કાયા તારીરે, તેને કેમ માંને ખરી; સાચુ. ૨
માહારૂ, માહારૂં, માહારૂં, કરે છે, તાહારૂં નહિં તલ ભાર.
માયાનો એ બાગ બન્યો છે. જુઠો છે લોકાચાર;

ધન માલ મુકીરે, એક દીન જાશો મરી; સાચુ. ૩

સત્ય નામ અંબાનુ જાણો, સાચી કહું છું વાણી;
જુઠાને કેમ સાચું માને, અરે મુરખ અજ્ઞાની;
શીવકમાંનો કેહ છેરે, સાચી એક અંબા ખરી; સાચુ. ૪.

## છંદ ૧૨

ભજો ભાઇ અંબા નામ એક ખરે, ભજે તે ભવ સાગરમાં તરે રે.
જનક રાએની પુત્રી થઇને, રામની સાથે વરે;
રાવણુ કુળ નિકંદન કીધું રાજ્ય વિભીષણુ ઠરે; ભજો ભાઇ. ૧.
દ્રુપદરાયના જગનમાંહે, કુંડમાંથી નીસરે;
કૌરવનો તો કાંટો કાહાડયો, સાહે પાંડવની કરે. ભજોભાઇ ૩
કાહાની બેહેની કાહાની પુત્રી, જગ્તમાત એ ખરે;
નિમિત્ત માત્રે મહાદેવ સાથે, લગ્ન કરી એવરે. ભજોભાઇ ૪
શક્તિ ચર્ણું જેણે સેવ્યાં છે, તે માયાથી તરે;
હરી નમન કહું નિરમળ વાણી, સેવક એજ આશારે. ભજો ભાઇ૫

## દોહરો.

અંબિકા ચરણે પડી વંદું વારંવાર
અંબિકા કરૂણા કરો, બાળક જાણી સાર;
અરજ એક મુજ રંકની, સુણ માજી આવાર;
છઊં આભારી તુજ તણો, કેહેતાં ન આવે પાર;
ભત નાટકના સારમાં, છંદ થયા તૈઆર;
નમી કહું તુંને અંબિકા, હવે કરું વિસ્તાર;
ભાષા કાંઇ જાણું નહીં, તાહારો છે આધાર;

ઇશ્વરી આશાપુરી જય જય જુગદાધાર.

## છંદ ૧૩

રાહ.—ધન મંગળ દીન આજરે.

જય જય ગણપતિ રાજરે, સહુ નમિએ તમને; ટેક.
આપ દયાળું, આપ કૃપાળું; [૨] વાર.
આપ રદ્ધી દાતારરે, સહુ નમિએ તમને; ૧.
ધન્ય દિવસ હું આજનો માનું, [૨] વાર;
કરો પૂર્ણ મુજ કાજરે, સહુ નમિએ તમને; ૨.
સદા રહો સિર છત્ર અમારે, [૨] વાર;
વિઘ્ન કરો સહુ તાજરે, સહુ નમિએ તમને; ૩.

## છંદ ૧૪

રાહ—ઉપલો.

નમું દયાળી માતને, નમું નમું દયાળી; ટેક.
પાય પડીને કરૂં વિનંતી, [૨] વાર;
અઘોર કષ્ટ તું કાપને, નમું નમું દયાળી; ૧.
જગત જાળથી મુક્ત કરીને, [૨] વાર;
અભયપદ તું આપને, નમું નમું દયાળી; ૨.
શીવક કેહે માં શરણે આવ્યો, [૨] વાર;
બાંહે ગ્રહેકી રાખને, નમુંનમું દયાળી; ૩.

## છંદ ૧૫

રાહા.—શ્રી જગત પતી.

અહો અંબા સતી, તારી અકળ છે ગતી;
ભમરૂં તુંજને વારંવાર, આપ શુભ મતી; ટેક
અકળ કળા અંબા માં તાહારી, શોભાનો નહિં પાર;
સેવક સરવે હાથ જોડિને, બોલે જય જય કાર; અહો અંબા. ૧.
તું બ્રહ્માણી તું ઈંદ્રાણી, તું દેવા ધિ દેવ;
સકળ વિશ્વમાં રહી છે વ્યાપી, કરીએ તાહારી સેવ; અહો અંબા ૨.
તાહારે આશરે છંદ બનાવ્યા, માહારે નથી અનેક;
સેવક કેહે છે પાય પડીને, રાખો માહારી ટેક. અહો અંબા. ૩.

## છંદ ૧૬

રાહા.—ગયો કાંહાં છોડી મને દીલજાન.

આપોની મુને જ્ઞાન અંબિકા. આપોની મુને જ્ઞાન;
ભોરૂ છઉં નાદાંન પ્રસારો, રિદ્ધિ સિદ્ધિ સાન; અંબિકા. ટેક.
અંબામા હું બાળ તમારો, છેક છઉં અજ્ઞાન;
કૃપા કરીને બુદ્ધિ આપો, મારી વધારો હામ; અંબિકા, ૧.
લક્ષ ચોરાશી ફેરા ફરીને, આવ્યો છું તુંજ ધામ;
મનસા વાચા કરિને કહું છું સિદ્ધ કરો મુજ કામ; અંબિકા, ૨.
સેવક કહે તુજ દ્વારે આવી, ઉભો કરૂં સમરણ;
દુર્મતિ કાપી, સુમતિ આપો; સદા રેહેજો પરસંન, અંબિકા; ૩.

## છંદ ૧૭

રાહા—વારે ચડો જગત્રાતા

આવ્યો તમારે દ્વારે અંબામાં, આવ્યો તમારે દ્વારે. ટેક
દ્વારે આવી તુને શીશ નમાવું, કરિ સ્તુતિ ગુણ વિસ્તારે.
અંબામાં આવ્યો તમારે દ્વારે. ૧

અભરાભરણ જગ તરણ હરણ દુઃખ દેવી તું કલ્યાણી
કંઇક મુંઢને તું તારે, અંબામાં આવ્યો તમારે દ્વારે. ૨
અસંખ્ય અસુરના પ્રાણ હરીને, સુરની કીધી રક્ષાએ. અંબામા ૩
વિઘ્ન હરણ સુખ કરણ સ્મરણદે, હરનિશ મુજને તાહારે;
મનવાંછિત તું પ્રસારે અંબામાં આવ્યો તમારે દ્વારે. ૪
સેવક તારો કહે કરજોડી સંકટે ચડજે વારે અંબામા. ૫

## છંદ ૧૮

રાહા—ડરમાં તું દીલસાથ

અંબે જવાળામાત માહારી માજી અંબે જવાળા માત.
તમે સુણો હમારી વાત, [૨] માહારી માજી અંબે જવાળામાત ટેક.
અંબેદયાળી આરાસુર વાળી જોડે રાજે બેહેન બહુચરબાળી
ભક્ત તણી કરોમા રખેવાળી, ભાવે ભજું સાહે થાઓને કાળી
નમું નમું કરજોડીને માત, છો ત્રિલોકયમાં વિખ્યાત [૨]
માજી તમે અંબે જવાળા માત. ૧

માત હમારી ત્રિશુલ ધારી, આપ તણી જુગમાં બલિહારી;
ત્રિલોકયમાં નહિં જોડિ તમારી. આપ દયાળી બડે અધિકારી

તારા વિના કોઇ સુનો ન ઠામ, આપ શક્તિ છો શાક્ષાત. [૨]
માહારી માજી અંબે જવાળા માત ૧.

છંદ ૧૯

રાહ—અબ ચલેન મોહન તેરા.

આરાસુરી કરો સુખ સાતા, નમુ તુંને હુ અંબામાતા.
તારા ગુણ હું ભાવે ગાતા. થાય દરશનથી સુખ સાતા. ટેક
તું આરાસુરની રાણી [રવાર] ગતિ તારી કોઇએ ન જાણી [૨]
કહું છું આજ, રાખો માહાર લાજ. સકળ વિખ્યાતા. નમું ૧
છે ત્રિલોકયમાં તુજ નામ, [૨] તુજ વિના શુંનો નહિં ઠામ [૨]
કરૂં હું પ્રણામ, કરો સિદ્ધ કામ, તારા ગુણ ગાતા. નમું ૨.
તારા ગુણ તણો વિસ્તારે [૨] કેહેતાં ન આવે પારે. [૨]
સકળ વિખ્યાત અંબિકા માત, અરજ સુણ દાતા. નમું ૩.
એક તારા નામની આસે, [૨] રેહેવા માંગુ ચરણની પાસે [૨]
શેવકની આસ જાણીને દાસ પુરો અંન દાતા. નમું ૪.

છંદ ૨૦

રાહ—નવીએ દેવી તુને આજ
બંધુ સહુ સમરો અંબે માત,
રાખિ એક ચિન્તે, ધરિ દિલ પ્રીતે, દીનરાત. બંધુ સહુ—ટેક

સાખી

નિર્મળ નામ અંબા તણું, સર્વ સારનો સાર
પૂર્વ જન્મના પાપથી, મુક્ત થશો એ દ્વાર. બંધુ સહુ ૧

જુઠું લાહાણું જગતનું, વાહાલું કરો ન જરાએ
દુર કરો સહુ મન થકી, તો ભવ સિંધુ તરાએ. બંધુ સહુ ૨
સેવક રટો મુખ અંબિકા, નામ નિરંતર ખાસ
વિઘ્ન નિવારણ ચંડિકા, આપે શરણમાં વાશ બંધુ સહુ ૩.

૨૧

રાહ—બતાદે સખી

દયાળી અંબે તાહારૂં કરૂં સમરણ, તાહારૂં કરૂં સમરણ. દયાળી
ધ્યાન લગાવું હરનિશ તાહારૂં, ભાવે કરૂં હું રટણ. દયાળી ૧
શિવ સનકાદિક આદ્ય બ્રહ્માદિક, નારદ તાહારે શરણ. દયાળી ૨
આદ્ય કળા અદ્‌ભૂત તમારી, નમું તમારે ચરણ. દયાળી ૩
સેવક તાહારી વિનતી કરી કહે, ભાવે દ્યો દરશન. દયાળી ૪

૨૨

રાહા રાગ—પરજ

તમે અંબે અભયપદ દાતા, દાતા દાતા કર શુખ સાતા;
આપ જગતના ત્રાતા. તમે અંબે ટેક
મનમાં અંબે, તનમાં અંબે. અંબે સકળ વિખ્યાતા. તમે ૧
મમ કાયા છે ઘડિયાળ રૂપી, ઘડી મેં હાલ એ પાતા. તમે ૨
અવધ પુરી થઇ યમ દુત જીવ લઇ પલકમાં ઉડ જાતા. તમે ૩
આપ દયાળી આખરવાળી, ભાવે તેરા ગુણ ગાતા. તમે ૪
સેવક શિશ છે તાહારે ચરણે, વારે ચડો જુગ માતા. તમે ૫

## ૨૪

રાહ—ગીરધારીનો

અલબેલીરે, આરાસુરની રાણી, માં પાવાની પટરાણી.

ભય હરનીરે, કર સંકટની હાની, ટાળો ભક્ત તણી અજ્ઞાની.

સુખ કરનીરે, કર સુખ દીન પ્રમાણી, માં બાળક તારો જાણી.

ઝુલ

જગતની તું પ્રતિ પાળરે, ભકત જનની લ્યો શંભાળરે,
સદા રાખો હમપર હાલરે, મંમાપારે, તું જગમાં કલ્યાણી.
માં પાવાની પતરાણી ૧

સુર્યપુર શું રે, માતા તું છે નિવાસી, સ્થળ સુંદર જેવું કાશી.
તુંને ભજતાં રે, કુમતિ જાએ નાસી, સુમતિથી મન રહે પ્રકાશી

ઝુલ

છે તું દીન દયાળી કૃપાળરે, ભક્ત જનને કીજે ન્યાહાલરે,
તારા દરશનનો મુને ખ્યાલરે, કહું હું તુજનેરે, અંબે માત ભવાની.
માં પાવાની પટરાણી ૨

નિત્ય તરસું રે, દરશન માટે માજી, ન મળે દરશણુ નારાજી,
જેમ મચ્છીરે, જળથી રેહે છે સાજી, તેમ દરશનથી હું રાજી,

ઝુલ

દરશનની મોટી આસરે, બાળકની ટાળો પ્યાસરે,
દરશન વિણુ થાઉં નિરાશરે, જગદંબારે, દરશન દે શુભ વાણી,
માં પાવાની પટરાણી ૩

છો આ જગનીરે, ખોટી મોહોટી સમાઇ, દુર કીજે યા એ નવાઇ;
છો પ્રચ્છારે, તેથી કીજે સવાઇ; પરિ પૂર્ણ અંબિકા માઇ.

ઝુલ

કરગરી કહુ કંગાલરે, આણો મુજપર અતીસેં વાહાલરે,
સેવક છું તાહારો બાળરે, કૃપા કીજે રે નવ ખંડની ધણીઆણી.
મા પાવાની પટરાણી. ૪

## છંદ ૨૫

રાહ—રૂપતી છબિ તાહારીરે.
અંબા માં બલિહારીરે, [૨]
છે તાહારી ગતી ન્યારીરે, અંબા માં બલિહારી; ટેક
કુબુધ્ધિ ટાળી માતા, સબુધ્ધિ આપો; [૨]
નિર્મળ મતિ કરો માહારીરે, અંબામાં. ૧.
સુંદર સિંહાશન, આપ બિરાજો; [૨]
મુગટ શોભે મિનાકારીરે, અંબામાં. ૨.
હાથમાં ચુડી મૈયા, પાંઉંમાં પાયલ; (૨)
ઘુઘરૂ રણા ધમકારીરે, અંબા માં. ૩.
કેડે કંમર પટો, નાસીકે નથની (૨)
હાથ ત્રિશૂળ રહાં ઝાલીરે, અંબામાં. ૪.
દુખ હરતા તમે શુખ કરતા છો, (૨)
સેવક જાએ વારી વારીરે; અંબામાં. ૫.

---

આ ચોપડીના અગાડીથી ગ્રાહક થઇ ઉત્તજન આપનાર

ભગ્તજનોના નામ નીચે મુજબ

| વાડીફળીઆ | | પ્રત |
|---|---|---|
| રા૦ રા૦ | શેઠજી શાહેબ ઠાકોરભાઇ ચુનીભાઇ ચકાવાળા | ૨૫ |
| ,, | શા૦ ભગુભાઇ પમુભાઇ ચકાવાળા | ૫ |
| ,, | પા૦ મોતીલાલ ચુનીલાલ વેગણુવાળા | ૧ |
| ,, | શા૦ દુવારકાભાઇ મોતીભાઉ દાદાવાળા | ૧ |
| ,, | માણીભાઇ નરસુભાઇ | ૧ |
| ,, | અનંતરાય લક્ષ્મણુનરાવ | ૧ |
| ,, | શા૦ દુવારકાદાશ પરશોતમદાશ | ૧ |
| ,, | પા૦ શીવલાલ બાલુભાઇ | ૧ |
| ,, | શોની માકુભાઇ ફુલચંદ | ૧ |
| ,, | બળીભદ્ર ગેલાશંકર | ૪ |
| ,, | શા૦ કાળીદાશ ભગવાનદાશ | ૧૦ |
| ,, | પા૦ પરભુદાશ જેકીશનદાશ | ૧ |
| ,, | માણેકલાલ ભાઇશંકર ત્રીવેદી | ૧ |
| ,, | શા૦ ઠાકોરદાશ વીજભુખણુદાશ અફીણી | ૧ |
| ,, | શો૦ જેકીશનદાશ દુવારકાદાશ પચીગર | ૧ |
| ,, | શોની દરશનદાશ નરસીંહદાશ શોનગડી | ૧ |
| ,, | શોની ખીજવલભદાશ પ્રાણુવલભદાશ | ૧ |
| ,, | શા૦ લાલભાઇ પ્રાણુજીવનદાશ | ૧ |

| | | |
|---|---|---|
| ,, | શોની હરકીશનદાશ ચુનીલાલ | ૧ |
| ,, | શા૦ ઠાકોરદાશઆતમારામ | ૧ |
| ,, | શ્રી કેષ્ણ ઘેલાશંકર | |
| ,, | મજર દાબાભાઇ ઇચ્છારામ | ૧ |
| ,, | નગીનદાશ રંગીલદાશ ચીતણીઆ | ૧ |
| ,, | કેશવરામ મણીશંકર | ૨ |
| ,, | પા૦ મલુકચંદ કેસુરદાશ મોર થુથુપાળા | ૨ |
| ,, | દરજી મોતીરામ જોગી | ૧ |

## મોટી છીપવાડ

| | | |
|---|---|---|
| ,, | ખતરી કેશવરામ રામશા | ૧ |
| ,, | ભગાભાઇ દયારામ | ૧ |

## આમલીરાન

| | | |
|---|---|---|
| શા૦ રા૦ | હરીનંદ ભીમાનંદ | ૧૫ |
| ,, | શોની હરગોવનદાશ નારણદાશ વાક ગુઠનાર | ૧ |
| ,, | ઠા. હરજીવનદાશ અંબારામ | ૧ |
| ,, | ત્રીપુરાશંકર સુરજશંકર | ૧ |
| ,, | વીજીઆશંકર રામશંકર | ૧ |
| ,, | ગેલાભાઇ રાશંકર | ૧ |

## લીમડીકુઈ

| | | |
|---|---|---|
| શા૦ | મોતીરામ વેણીલાલ | ૨ |

શા૦ લલ્લુભાઇ આતમારામ નાણાવટી ૧
નાનુભાઇ શોભારામ મજમોદાર

## ગોપીપુરા

,, હીમતરામ ધીરજરામ ૧
,, ઠા૦ દયારામ પ્રાણવલ્લભ ૧

## અંબાજીનો ચકલો

,, જાની વીષ્ણુશંકર જેશંકર અંબાજીવાળા ૫
,, જોશી નાથુશંકર જેશંકર ૧
,, જીણાભાઇ ધીરજરામ ૧
,, ઠા૦ દયારામ જગજીવન મીઠાવાળા ૧

## ખપાટીઓ ચકલો

,, પાઘડી બાંધનાર બળવંતરાવ ૬
,, પાઘડી બાંધનાર ભાઇદાસ તાપીદાસ ૨
,, શા૦ ગોરધનદાસ જગજીવનદાસ વેરાગીવાળા ૧
,, શા૦ પરમાનંદદાસ ગોરધનદાસ ૧

## શોનીફળીઉ

,, શા૦ પ્રાણજીવનદાસ જગજીવનદાસ રેશમવાળા ૧
,, રતનલાલ હીમતરામ ૧

## શાહપોર

,, શા૦ દયાભાઇ કશનદાસ ૧

## કેળાપીઠ

„ શા૦ દલપતરામ પ્રાણજીવનદાશ સુખડીઆ ૧
„ શા૦ મગનલાલ પ્રાણજીવનદાશ ૧
„ શા૦ ગુલાબદાશ ત્રીભોવનદાશ ૧
„ મગનલાલ મેલાભાઈ ૧

## લીમડા ચોક

„ ખતરી પ્રાણવલભ ગણેશ

## બરાનપેરી ભાગળ

„ શા૦ લાલભાઈ હરકીશનદાશ સુખડીઆ ૧
„ શા૦ બાલુભાઇ દામોદરદાત સુખડીઆ ૧
„ લીલાભાઇ દાહયાભાઇ સુખડીઆ ૧
„ ઠા૦ લલુભાઇ ફકીરભાઇ ભજીઆવાળા ૧
„ શા૦ તીભોવનદાશ અંબારામ, સુખડીઆ ૨
„ રણછોડદાશ વનમાળીદાશ સુખડીઆ ૧
„ ઠા૦ પરશુદાશ મોતીરામ ૧
„ ફકીરચંદ આતમારામ પશતાગીઆ ૧
„ મુળચંદ કુબેર પશતાગીઆ ૧
„ ગાંધી રણછોડ અમથા ૧
„ શા૦ ભગવાનદાશ ૧

## રાણીતળાવ

| | | |
|---|---|---|
| ,, | નગીનદાશ ભીખુભાઇ | ૧ |
| ,, | શા० કાશીદાશ નારણુદાશ | ૧ |
| ,, | ઠા० કાળીદાશ દાયાભાઇ | ૧ |
| ,, | ઠા० લલુભાઇ પરશુદાશ | ૧ |
| ,, | શા० નગીનદાશ આતમારામ | ૧ |

## રૂવાળાનો ટેકરે

| | | |
|---|---|---|
| ,, | શા० મગુભાઇ જીવણુદાશ ચોકશી | ૨ |
| ,, | શા० ગુલાબદાશ નરોતમદાશ ચોકશી | ૧ |
| ,, | શા० નરોતમદાશ શેવકરામ | ૨ |
| ,, | શા० દુલભદાશ દાઆભાઇ | ૧ |
| ,, | ચીમનલાલ અરીભાઇ સુખડીઆ | ૧ |
| ,, | નગીનદાશ વરજદાશ ચોકશી | ૧ |
| ,, | ગજર દલપતરામ નંદરામ | ૧ |

## હરીપરૂ

| | | |
|---|---|---|
| ,, | શા० નરોતમદાશ કશનદાશ ચોકશી | ૧૧ |
| ,, | શા० ત્રીભોવનદાશ રાજારામ | ૧ |
| ,, | શા० હરકીશનદાશ કેશુરદાશ | ૧ |
| ,, | પંડ્યા હરીશંકર શોમનાથ | ૧ |
| ,, | શા० રંગીલદાશ મોતીરામ | ૧ |

,, શા० પરશુદાશ પરશોતમદાશ 1

હાઠફળીયું

,, શા० બીજાભાઈ પરશુદાસ પાઘડી બાંધનાર 1
,, શા० રણછોડદાશ રતનચંદ 1

ઘીચાશેરી

,, શોની ઇછારામ દામોદર 1

ગોળ શેરી

,, શા० ગેલાભાઇ રાયચંદ 1

હેમપરે

શા० આતમારામ મુળચંદ 1

નવાપુરા

પા. મુળચંદ અમથા 1
,, ફ્રણારામ નારણદાશ 1
સો. છોટાલાલ 1
ચો. દામોદર ઘેલાભાઇ 0

# સુધારો—વધારો.

૪૯ પરની આઠમી કડીની નીચે આ પ્રમાણે વાંચવું:—

ફર્યો શાંતીનો પવન, ઘણા થયા હોમ હવન;
લોકો બોલો ધન ધન, આરાસુરી.

# જાહેર ખબર.

સર્વે ભક્ત જનોને વિનંતી કરવામાં આવે છે કે આ ચોપડીના પૈસા ખરચ બાદ કરતાં ધર્માદામાં વાપરવાનાં છે માટે આ કામમાં શ્રદ્ધા રાખી બનતો આશરો આપશો.

નીચે લખેલે ઠેકાણેથી નીચેની ચોપડીઓ મળશે.

શા. છગનલાલ ઘનશ્યામદાસ ઠે. વાડીફળીઆ ચકા-
વાળાની શેરી.

વિષ્ણુશંકર ઉર્ફે મંગુભાઇ હરિશંકર ઠે૦ અંબાજી
માતાનું દેરૂં.

## ચોપડીઓનાં નામ.

| | |
|---|---|
| ભજનમાળા | ૦-૨-૦ |
| પં. | ૦-૯-૦ |
| ગૂંના | ૦-૧-૦ |